બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી ૪
પાંચમી બાળા—લખતાં લખતાં વાર લગાડે,
સ્લેટ, ચોપડી, હાથ બગાડે,
વાંકી ચુકી લીટી કહાડે,
લક્ષ ન દે શિક્ષક દેખાડે.
બોલો બેનો તે છે કેવી !
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી. ૫
છઠ્ઠી બાળા—લખવા માટે પેન જડે નહિ,
વાંચે શું ચોપડી મળે નહિ,
પૂછે તો ઉત્તર આપે નહિ,
છેલ્લેથી ઉપર આવે નહિ.
બોલો બેનો તે છે કેવી ?
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી, ૬
સાતમી બાળા—મોડી ઉઠે નિત્ય સવારે,
દાતણ પાણી નહિ સભાળે,
નહાવું ધોવું ગમે ન ક્યારે,
ખાવા માગે જ્યારે ત્યારે,
બોલો બેનો તે છે કેવી ?
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી ૭
પહેલી બાળા—એવી બેનને શું કરીએ ?
બધી બાળાઓ—સોબત તેની સૌ પરહરીએ
બીજી બાળા—શું એવીની સાથે ફરીએ ?
બધી બાળાઓ—ના,ના, એનાથી તો ડરીએ
એક બાળા—બોલો બેનો તે છે કેવી !
બધી બાળાઓ—જ્ઞાન વિનાના ઘેલા જેવી. ૮

## ગોર્યોનું ગીત.

( નીચેનું ગીત બાળાઓ ગોર્યોના તહેવારમાં ગાય છે )

મગ મગ જેવડો મોગરોરે,
ડેલા જેવડું ફૂલરે, મોરી બાઇ,
તે ફુલ લઇને રમવારે ગયાં' તા,
રમતાં ગમતાં રાત પડી ગઇ,
ભાઇની પિછોડીએ ભાત પડી ગઇ.

ભાયલી (વડોદરા)

# બાળકોના ઉખાણાં.

લેખક: સૌ. બહેન હરકોર

૧ કોણે હીમાળા સેવીઆ, કોણે સેવી આગ,
કોણે કરવત મુકાવીઓ, કઇ રાણીને કાજ?
જવાબ—કોયે હીમાળો સેવીઓ, ચુને સેવી આગ,
સોપારીએ કરવત મુકાવીઆ, રાણી નાગરવેલને કાજ.

૨ ચોખંડી નગરી, ચાર દરવાજા,
સોળ રાજાને સાત સિપાઇ, તેનો જવાબ તમે કહો મહારાજ?
જવાબ—સોગટાંબાજી.

૩ પત્થર મટી થઈ પ્રેમલા, ભોજન કરતાં ગામ,
અડધું અંગ ફરે કુદડી, ચાલે ઘમર ચાલ?
જવાબ—ઘંટી.

૪ બારસે ઉધા બારસે ચત્તા, બારસે બાવનવિર,
મારૂં વરત વરતે તેને, આપુ સોનાનાં ચીર?
જવાબ—નળીઆં.

૫ રણુવગડામાં, લોહીની પથારી?
જવાબ—લાલચુંદડી.

૬ ગામ બધું જતુ રહ્યું, ને બાબોજી રહી ગયા?
જવાબ—ચુલો.

૭ એક ભાઇ ચડે, ને એક ભાઈ ઉતરે?
જવાબ—રોટલો.

૮ ઉંચે બારણે બેસીએ છીએ, લાંબી લેખણે લખીએ છીએ,
મળવું હોય તો આવજો?
જવાબ—પાંચીની ધાણી.

૯ અંગકાળુ, દાંત ઉજ્જો, ચાલે ઘમર ચાલ,
સાસુ, વહુ, ને દીકરી, એ ત્રણેનો એક ભરથાર?
જવાબ—દાંતનો સુડો.

૧૦ હાથીને પગે કુંડા લાવી આપો?
જવાબ—હાથી રમઝમ ચાલે, પતાળ પાણી કાઢે.
પતાળ પાણી ઉંડા, હાથીને પગે કુંડા.

# બાળકોના ઉખાણાં.

લેખક: સૌ. રૂક્ષ્મણી છગનલાલ મહેતા.

| સવાલ | જવાબ |
|---|---|
| ૧ એક કોઠારમાં બત્રીસ બાવા તે શું ? | દાંત. |
| ૨ જરાક અમથી ગારથી આખું ઘર લીપાય તે શું ? | દીવો. |
| ૩ એક જનાવર એવું તે પૂછડે પાણી પીવું. | દીવો. |
| ૪ ધોળા કુવામાં પગડી નાચે, | સ્વઇ |
| ૫ ભર્યા તળાવમાં પાંચશેરી તરે | માખણનો લોચો. |
| ૬ છાપરે છાપરે પીઠોડી પથરાય. | તડકો. |
| ૭ છાપરે છાપરે મગ વેરાય | વરસાદ. |
| ૮ અધા ગામમાં બે બાવળીઆ | ચાંદ્ર ને સુરજ, |
| ૯ બારણે બારણે ચોરનાં માથાં | ટોડલા. |
| ૧૦ થાળી ભરી રાઇ કોઇથી નહી ગણાઇ. | તારા. |
| ૧૧ બારસે ઉંધા ને બારસે ચત્તા | નળીઆં. |
| ૧૨ ઉંચે માળે ધઉંનો ચાસ, | નળીઆં. |
| ૧૩ વન વગડામાં લોહીનાં ટીપાં. | ચણોઠી. |
| ૧૪ વન વગડામાં ભેંસના પોદળા, | સુરણ. |
| ૧૫ વન વગડામાં કાળી ચોટી, | મોગરી. |
| ૧૬ સોનેરી દાબડીને જરી ગીમા ઢાંકણ. | કેરી |
| ૧૭ રાજાની રાણી બારીએ બેઠી કાંપવા ચાવે | જાંબુ. |
| ૧૮ વન વગડામાં હોથા હીંચે. | કેરી |
| ૧૯ નાની શી દડી, સોને મઢી, જઇ રાજાને ખોળે પડી. | નારંગી, |
| ૨૦ નાની શી દડી, મોતીએ મઢી, જઈ રાજાને ખોળે પડી | દાડમ. |
| ૨૧ ભીંતમાં ભીત પછીતમાં પાણી, તે પીએ રાજાની રાણી | નાળીએર. |
| ૨૨ એક દર, બીજું દર, ત્રીજા દરમાં દામોદર. | નાળીએર. |
| ૨૩ અસારની કોથળીમાં હાથ હાથનાં બી, | મરચું. |
| ૨૪ કાળી કુતરી લસપસ અને ત્રણ માથાંને દસપગ, | કોશ. |
| ૨૫ નાની શી છોકરી, માથે ટોપલી ને પેટમાં છોકરી. | ખારેક, |
| ૨૬ દેશ ગયો, પરદેશ ગયો, પાણી દેખીને ટપ મરી ગયો, | કાગળ. |

(પાલનપુર)

# !!! અનાથોનો પોકાર !!!

## કર્તવ્ય કર્મનું વિશાળ ક્ષેત્ર જીવનનું સાર્થક.

"પ્રભુની પાસ સહુ માગે પોકાર કરી, દયા કરોને દીન જાણી,
દયાનાં કામ કરો સહુએ પરથી, એવી સેવાની એંધાણી."

ગરીબોથી ગુર્જરાત ઉભરાય છે, દાન માટે ગુજરાત સુવિખ્યાત છે. તમારાજ ઉપર આધાર રાખી રહેલાં અનાથ બાળકો; કુલીન સદાચરણી વિધવાઓ અને ગદદ માટે પોકાર કરતાં વ્યાધિગ્રસ્ત મનુષ્યો તરફ દયાર્દ્ર દ્રષ્ટિ કરો. તેમનાં દુઃખ ફેડી, સદાચાર, વિદ્યા, હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવો. સુપાત્રે દાન એજ રાકમાણીની સાર્થકતા છે. આ આશ્રમમાં અન્ન ધાન્યથી વિમુખ, ભૂખે મરતાં, અને ટળવળતાં અનાથ બાળકો નિરાધાર વિદ્યાર્થીઓ, આશ્રયહીન વિધવાઓ, અને વ્યાધિગ્રસ્ત મનુષ્યોનું પાલન પોષણ કરી, વિદ્યા તથા હુન્નરનું જ્ઞાન આપી સનાથ બનાવાય છે. વ્યવસ્થા સંપૂર્ણ—સહી સલામત રીતે પ્રતિષ્ઠિત ગૃહસ્થોના હાથમાં છે. દાન આપનારનાં નામ પ્રસિદ્ધ થાય છે અને પહોંચ મોકલાવાય છે. રૂપીયા એકથી વધુ આપનાર દાતાને વાર્ષિક રિપોર્ટ મળે છે. હાથ કંકણથી નહિ પરંતુ દાન આપવાથીજ શોભે છે. કરકમળ લંબાવો અને દયા લાવી આ આશ્રમમાં કેટલાક સમયથી બ્રહ્મચર્ય આશ્રમ ખોલવામાં આવ્યો છે અને તેમાં સંતોષ દાયક દ્વિજ બટુકોને જેરટીથી દાખલ કરી પોતાના નિત્યકર્મો સાથે સાયનપ્રાતઃ હોમ કરાવી દંડ ધારણ આદિ ઋષિ વેશમાં સંસ્કૃત, વૈદિક, ગુજરાતી અને ઈંગ્રેજી વિદ્યા શીખવવામાં આવે છે.

મંત્રીઃ શ્રી ગોપાલ કૃષ્ણ અનાથાશ્રમ,
સિદ્ધપુર.

---

આ પત્ર તેના માલિક રામમોહનરાય જસવંતરાય માટે શા. સોમાલાલ મંગળદાસે અમદાવાદમાં પાંચકુવા ચાર રસ્તે આવેલા પોતાના ધી 'ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં' છાપ્યું અને પ્રકાશક રામમોહનરાય જસવંતરાયે અમદાવાદ, રાયપુર, 'સુન્દરી સુબોધ' ઓફિસમાંથી પ્રકટ કર્યું.